બાળ ગ્રન્થાવળી : પ્રથમ શ્રેણી : ૧૮

# ખેમો દેદરાણી

— લેખક —

ધીરજલાલ ટોકરશી શાહ.



: સર્વ હક સ્વાધીન :

આવૃત્તિ ત્રીજી : કુલ નકલ ૩૪૦૦ : સં. ૧૯૮૭

મૂલ્ય સવાઆનો.

: : પ્રકાશક : :

**ધીરજલાલ ટોકરશી શાહ**

ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીશર

હવેલીની પોળ રાયપુર : **અમદાવાદ**



ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૬૨૫૩

આ પુસ્તક મુંબઇ ઈલાકા કેળવણી
ખાતા તથા વડોદરા રાજ્ય કેળવણી
ખાતા તરફથી ઈનામ લાયબ્રેરી માટે
: : : મંજુર થયું છે. : : :



ધી 'સૂર્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં
મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.
પાનકોર નાકા—**અમદાવાદ.**

# ખેમો દેદરાણી

: ૧ :

ચાંપસી મહેતા ચાંપાનેરના નગરશેઠ. સાદુલખાન ચાંપાનેરનો ઉમરાવ. બંને એક દિવસ સાથે રાજદરબારે જાય. એવામાં રસ્તે મળ્યો ભાટ. તેણે નગરશેઠના બહુ વખાણ કર્યાં અને છેવટે કહ્યું : " ભલે શાહ બાદશાહ " આ સાંભળી સાદુલખાનને બહુ માઠું લાગ્યું. તેણે આવી બાદશાહ મહમુદ બેગડાને વાત કરી : નેક નામદાર ! ભિખારી ભાટની જાત આપનો ગરાસ ખાય છે ને બકાલભાઈના ગુણ ગાય છે. તેને કહે છે કે ' ભલે શાહ બાદશાહ. '

બાદશાહ કહે, બોલાવો ભાટને. ભાટને બોલાવ્યો. પછી બાદશાહે પૂછ્યું: અરે ! બંબભાટ ! બકાલનાં આટલાં બધાં વખાણ કેમ કરે છે ? બંબભાટ કહે, ગરીબ પરવર ! એમના બાપદાદાએ બહુ મોટાં કામો કરેલાં છે. મેં જે વખાણ કર્યાં તે બરાબર છે.

બાદશાહ કહે, શું શાહ બાદશાહ જેવા છે ? બંબભાટ કહે, હા ખુદાવિંદ ! જેમ દુનિયાને આપ જીવાડી શકો છો તેમ એ પણ જીવાડી શકે છે. તેરશેંપનરોતરો ભયંકર દુકાળ પડયો તે દિ જગડુશાહે દુનિયાને જીવાડી હતી.

બાદશાહ કહે, ઠીક જાવ. બંબભાટ ગયો. બાદશાહે મનમાં ગાંઠ વાળી: ભાટનાં વખાણ ખોટાં પાડવાં.

: ૨ :

ગૂજરાતમાં ભયંકર દુકાળ પડયો છે. નથી મળતો ઘાસચારો કે નથી મળતાં અન્ન

વસ્ત્ર. ઢોરઢાંખર મરવા પડયાં છે. માણસોનાં ટોળાં ‘ અન્ન અન્ન ’ કરતાં રખડવા લાગ્યાં છે.

બાદશાહે આ જાણ્યું એટલે નક્કી કર્યું કે આ વખતે વાણિયાની પરીક્ષા લેવી. એટલે તેણે ભાટને બોલાવ્યો ને કહ્યું : અરે ભાટ ! જો શાહ બાદશાહ હોય તો આખા ગુજરાતને એક વરસ સુધી જીવાડે. નહિતર શાહ કહેનાર ને કહેવડાવનાર બંને ગુન્હેગાર છે.

ભાટ કહે, નામદાર ! કબુલ.

તેણે આવીને ચાંપશી મહેતાને વાત કરી કે બાદશાહ સાથે હોડ થઇ છે. જો ગૂજરાતને એક વરસ સુધી જીવાડે તો શાહ ખરા. નહિતર શાહ કહેનાર ને કહેવડાવનાર બંને ગુન્હેગાર છે. ચાંપશી મહેતા કહે, એક મહિનાની મુદત માગ. મહિનાની આખરે મહાજન કાં તો ગૂજરાતને વરસ સુધી જીવાડવાનું માથે લેશે; કાં તો શાહ અટક મૂકી દેશે.

ભાટે જઇને મહિનાની મુદત માગી. બાદશાહે તે મંજુર રાખી.

: ૩ :

હવે ચાંપશી મહેતાએ મહાજનને એકઠું કર્યું. બધી વાત કહી. મહાજન કહે, કરો ટીપ. ચાંપાનેરના બધા શેઠીયાઓના નામ ઉતર્યા. એક પછી એક દિવસ ભરાવા લાગ્યા. બધા યે દિવસ ભરાવી રહ્યા ત્યારે ચાર મહિના થયા. હવે બીજા આઠ મહિનાનું શું કરવું ? એટલે બીજે ગામ જવા વિચાર કર્યો.

પાટણ તે વખતે મોટું શહેર. ત્યાં ઘણા શેઠ શ્રીમંત રહે. ચાંપશી મહેતા તથા બીજા થોડા આગેવાનો પાટણ ચાલ્યા. પાટણના મહાજને તેમની બહુ સરભરા કરી ને મહાજનને ભેગું કરી ટીપ કરી. ત્યાં બે મહિના નોંધાયા. પછી ટીપ કરનારા ચાલ્યા ધોળકા. ધોળકામાં દશ દિવસ નોંધાયા.

આ ટીપ કરતાં વીશ દીવસ તો ચાલ્યા ગયા. ફક્ત દશ દિવસ બાકી રહ્યા. દશ દિવસમાં

ધોળકાથી ચાંપાનેર જવું એટલે મહાજન ઝડપથી ધંધુકે જવા નીકળ્યું. રસ્તામાં હડાળા ગામ આવ્યું.

હડાળામાં ખેમો કરીને એક શ્રાવક રહે. તેને ખબર પડી કે ચાંપાનેરનું મહાજન મારી ભાગોળે થઇને જાય છે. એટલે તે દોડતો ગામ બહાર આવ્યો ને હાથ જોડી વિનંતિ કરવા લાગ્યો: મારી એક વિનંતિ સ્વીકારો. ચાંપશી મહેતા તથા બીજા આ ચિંથરેહાલ વાણિયાને જોઈ મનમાં કચવાયા. ‘જયાં જઈએ ત્યાં આપણી પાસે માંગનારા તો ખરાજ. આને વળી શું વિનંતિ કરવાની હશે !’ તે બોલ્યા : અવસર જોઇને જે માગવું હોય તે માગો.

ખેમો કહે, શિરામણી માટે મારે ત્યાં પધારો.

ચાંપશી મહેતાને નિરાંત થઇ કે એને કાંઇ મદદ માગવાની નથી. પછી તેમણે જવાબ આપ્યો કે ભાઈ! અમારે ઘડીક રોકાવું પાલવે તેમ નથી. બહુ અગત્યના કામે જવાનું છે. ખેમો કહે, ગમે તેમ થાય પણ તમારા સ્વામીભાઈનું આંગણું પાવન કરો. બરાબર શિરામણી ટાંણે અહીંથી એમને એમ જવાય નહિ.

સ્વામીભાઇનું નોતરૂં પાછું ન ઠેલાય. એટલે સહુ શિરામણી માટે ખેમાને ત્યાં ગયા.

ખેમાએ ખાખરા દહીંની શિરામણી કરાવી. એટલે મહાજન કહે, હવે અમે જઇશું.

ખેમો કહે, "શેઠજી! હવે જમવાને થોડી વાર છે. થોડીવારમાં ગરમ રસોઇ તૈયાર થઇ જશે. માટે આપ જમીને ખુશીથી પધારજો." ખેમાએ તો શીરોપુરી ભજીયાં વગેરે મિષ્ટાન્ન કર્યાં ને મહાજનને ખુબ હેતથી જમાડયું.

મહાજન જમી ઉઠયું એટલે ખેમાએ પૂછયુંઃ આપને શા કામે નીકળવું પડયું છે તે જણાવો. મહાજને બધી વાત કહી. પછી ટીપમાં ખેમાનું નામ લખીને ટીપ એની આગળ ધરી. ખેમાએ ટીપમાં પોતાનું નામ વાંચ્યું એટલે રાજી થયો. તેણે કહ્યુંઃ મારા પિતાને પૂછીને જવાબ આપું.

ખેમો પોતાના ઘરડા પિતા દેદરાણી પાસે ગયો. ત્યાં જઇને બધી વાત કરી. દેદરાણી કહે, બેટા ! ધન કોઈની સાથે ગયું નથી ને જશે પણ નહિ. નાણું મળે છે પણ ટાણું મળતું નથી. આ તો ઘેર બેઠાં ગંગા આવી છે. માટે લેવાય તેટલો લાભ લે. ખેમાએ ટીપમાં ૩૬૦ દિવસ ભરી ટીપ ચાંપશી મહેતાના હાથમાં મૂકી.

આ જોઇ સહુ હેબતાઇ ગયા. ઘડીભર વિચારવા લાગ્યા કે ખેમાને ગાંડપણ તો નથી

આવ્યું ? ચાંપશી મહેતા કહે, ખેમા શેઠ ! જરા વિચાર કરીને લખો.

ખેમા શેઠ કહે, બહુ થોડું લખ્યું છે. શેઠજી ! કૃપા કરીને એ રહેવા દો. પછી ખેમો મહાજનને પોતાના ઝુંપડા જેવા દેખાતા ઘરની અંદર લઇ ગયો ત્યાં એક ભોંયરૂં હતું. તેમાં લઈ ગયો. અને ત્યાં રહેલું ધન બતાવ્યું.

બધા તો મોંમાં આંગળી નાખી જોઇજ રહ્યા. આટલા ધનનો માલિક આવા વેશે ? અને આવા ઘરમાં ? ધન્ય છે ખેમા ! આટઆટલું ધન છતાં તારે નથી જરાએ માન કે નથી જરાએ મોટાઇ.

પછી બધાએ કહ્યું: ખેમા શેઠ ! હવે આ કપડાં કાઢી નાખો ને સારાં કપડાં પહેરી લ્યો. કારણકે તમારે બાદશાહની આગળ જવાનું છે. ખેમો કહે, ભલે બાદશાહની આગળ જવાનું હોય ! એમાં ભપકાદાર કપડાં પહેરવાની શી જરૂર છે ? શેઠજી ! અમે તો ગામડીયા

આવા પોશાકમાં સારા. અમારે શાલદુશાલાનું કામ નહિ. ”

ચાંપશી મહેતા કહે, “ ખરેખર ! શેઠ તો તમે છો. અમે તો તમારા ગુમાસ્તા છીએ. ” પછી ખેમા શેઠને પાલખીમાં બેસાડી ચાંપાનેર લીધા. બીજે દિવસે ચાંપશી મહેતા ને મહાજન ખેમા શેઠને લઈને કચેરીમાં ગયા.

ખેમા શેઠે તો એજ ફાટેલ તુટેલ અંગરખું ને ચિંથરીયા પાઘડી બાંધેલી. હાથમાં એક નાની સરખી પોટલી.

ચાંપશી મહેતાએ બાદશાહને કહ્યું: આ શેઠ ગુજરાતને ૩૬૦ દિવસનું અન્ન મફત આપશે. બાદશાહ આ મેલાઘેલા વાણિયાને જોઇ આશ્ચર્ય પામ્યો. તેણે પૂછ્યું: તમારે કેટલાં ગામ છે ? ખેમો કહે, નામદાર ! મારે બે ગામ છે.

બાદશાહ કહે, કયા કયા ?

ખેમા શેઠે પોટલી છોડીને માંહિથી પળી ને પાલી કાઢયા. અને કહ્યું: એક આ પળી ને બીજી આ પાલી. આ પળીથી ઘી તેલ વેચીએ છીએ ને આ પાલીથી અનાજ ખરીદીએ છીએ.

બાદશાહ આ જોઇને ખુબ ખુશ થયો. ખેમાનાં ઘણાં વખાણ કર્યાં.

ખેમાશાહે એક વરસ સુધી આખા ગુજરાતને મફત અનાજ વહેંચ્યું. લાખો માણસ ભુખમરાથી મરતા બચી ગયા. ખેમાશાહને આશીર્વાદ આપવા લાગ્યા.

ધન્ય છે ખેમાની ઉદાર સખાવતને!

ગૂજરાત હિંમેખીમે દુકાળમાંથી ઉગર્યો એટલે ખેમાશાહે શત્રુંજયની યાત્રા કરી. પછી પવિત્ર જીવન ગાળી પોતાનું આયુષ્ય પુરૂં કર્યું. આ દાનવીરના વખતથી એક કહેવત ચાલતી

આવે છે કે 'એક શાહ વાણિયો ને બીજો શાહ બાદશાહ.'

ભારતવર્ષમાં આવા અનેક ખેમા દેદરાણીઓ થાવ.

शिवमस्तु सर्व जगतः ॥

## :—: જૈન જ્યોતિ :—:

જૈન સંસ્કૃતિ અને સાહિત્યનું સચિત્ર માસિક વાર્ષિક લવાજમ રૂા. અઢી. પરદેશમાં રૂા. સાડા ત્રણ. આ આ જાતનું માસિક જૈન જનતામાં પહેલવહેલું છે. એનો ગમે તે અંક જુઓ ને તમે ગ્રાહક થવા

:: લલચાશો ::

બીજી શ્રેણીનાં ૨૦ પુસ્તકો જરૂર વાંચો.

ત્રીજી શ્રેણીનાં ૨૦ પુસ્તકો જરૂર વાંચો.

ચોથી શ્રેણીનાં ૨૦ પુસ્તકો જરૂર વાંચો.

પાંચમી શ્રેણીનાં ૨૦ પુસ્તકો જરૂર વાંચો.

હિન્દી ભાષામાં પણ બાળગ્રંથાવળીનાં પુસ્તકો પ્રસિદ્ધ થાય છે. સૂચિપત્ર મંગાવો

## ચોથી શ્રેણી

1. ૧ જાવડશાહ
2. ૨ કોચરશાહ
3. ૩ વીર વનરાજ
4. ૪ ધન્ય એ ટેક
5. ૫ મણિનાં મૂલ
6. ૬ કળાધર કોકાશ
7. ૭ શુકરાજ
8. ૮ જિનમતી
9. ૯ રાજર્ષિ કરકંડુ
10. ૧૦ અનંગ સુંદરી
11. ૧૧ નર્મદા સુંદરી
12. ૧૨ અષાઢા ભૂતિ
13. ૧૩ અચ્યંકારિભટ્ટા
14. ૧૪ વિષ્ણુકુમાર
15. ૧૫ કાલિકાચાર્ય
16. ૧૬ શ્રી પાદલિપ્તાચાર્ય
17. ૧૭ મહાત્મા આનંદઘનજી
18. ૧૮ શ્રીમદ્ દેવચંદ્રજી
19. ૧૯ જળમંદિર પાવાપુરી (કાવ્ય)
20. ૨૦ સાધર્મિકનાં સ્નેહ ઝરણાં

## પાંચમી શ્રેણી

1. ૧ લલિતાંગ કુમાર
2. ૨ ચિલાતી પુત્ર
3. ૩ આભડ શાહ
4. ૪ સમરા શાહ
5. ૫ પવિત્ર જયસેના
6. ૬ ભક્ત દેવપાળ
7. ૭ કુમાર મંગળ કળશ
8. ૮ ઉત્તમ કુમાર
9. ૯ ચંપક શ્રેષ્ઠિ
10. ૧૦ અમરસેન વયરસેન
11. ૧૧ સાજણસિંહ
12. ૧૨ ચંપકમાળા
13. ૧૩ કેવળી જયાનંદ
14. ૧૪ સમરાદિત્ય
15. ૧૫ હંસરાજ વત્સરાજ
16. ૧૬ કવિ ધનપાળ
17. ૧૭ શ્રીકાંત શેઠ
18. ૧૮ મુનિ અર્હંન્નક
19. ૧૯ વૃદ્ધા કુમાર
20. ૨૦ ઉત્તરાધ્યયનનાં અમૃતબિંદુ

## કુદરત અને કળાધામમાં વીસ દિવસ

# કોઇ પણ જૈન વાંચ્યા વિના કેમ રહી શકે?

જૈન કુમારો પગ રસ્તે ચાલીને બધો સરસામાન જાતે ઉપાડીને ગૂજરાતનાં અણખેડયાં ડાંગનાં જંગલો ખેડે છે. સાહસભરી સફર કરતાં સુરગાણા ને સપ્તશૃંગ થઈ નાશિક પહોંચે છે. ત્યાંથી દોલતાબાદ, ઈલુરાની ગુફાઓ તથા અજન્તાની ગુફાઓનાં દર્શન કરે છે. ત્યાંથી મધ્ય હિંદ સુધી પહોંચી ઓંકારેશ્વર, સિદ્ધવર કૂટ ને ધારાક્ષેત્રના જળધોધના જળપાન કરે છે. આ આખાયે પ્રવાસનું દીલચસ્પ વર્ણન કરતું અને અજન્તા-ઇલુરાની ગુફાઓનો વિસ્તૃત પ્રામાણિક હેવાલ આપતું સચિત્ર પુસ્તક બહાર પડી ચૂકયું છે. એનું એક પાનું વાંચવા લેશો કે પુસ્તક પૂરૂં કર્યા વિના નહિ ચાલે. ઉંચા ફેધર વેટ કાગળ; ૨૦૦ પૃષ્ઠ; પ્રવાસનો નકશો તથા બીજાં અગીયાર ચિત્રો; પાકું પુંઠું ને આર્ટ પેપરનું રેપર. કિંમત રૂ. દોઢ. પોસ્ટેજ અલગ. આજેજ મંગાવો.

## ઇલુરાનાં ગુફામંદિરો.

જગતભરનાં આ અદ્વિતીય ગુફામંદિરોનો તથા બૌદ્ધ, શૈવ અને જૈનોના ઇતિહાસ તથા મૂર્તિવિધાનનો પૂરેપૂરો ખ્યાલ આપતું સચિત્ર પુસ્તક આજ લેખકના હાથે લખાઈ બહાર બડયું છે. છ ચિત્રો તથા કલામય પુંઠું. પ્રસ્તાવના લેખક શ્રીયુત્ નાનાલાલ ચમનલાલ મહેતા. આઈ સી. એસ. કિંમ્મત આઠ આના. જરૂર મંગાવીને વાંચો.

પ્રભુ મહાવીરની નિર્વાણ ભૂમિ જળમંદિર પાવાપુરીનું અત્યંત સુંદર ત્રિરંગી ચિત્ર ઉંચા આર્ટ પેપર પર છપાઇ અમારા તરફથી બહાર પડયું છે. કિંમત ફકત બે આના.

જળમંદિર પાવાપુરીનું ત્રિરંગી ચિત્ર તથા ભાવવાહી કાવ્ય પણ બીજા સૂચક ચિત્રો સાથે બહાર પડયું છે. કિંમત ફકત બે આના.

# :: બાળ ગ્રંથાવળી ::

| પ્રથમ શ્રેણી | બીજી શ્રેણી | ત્રીજી શ્રેણી |
|---|---|---|
| ૧ શ્રી રીખવદેવ | ૧ અર્જુનમાળી | ૧ શ્રી ભદ્રબાહુ સ્વામી |
| ૨ નેમ-રાજુલ | ૨ ચક્રવર્તી સનત્કુમાર | ૨ શ્રી હેમચંદ્રાચાર્ય |
| ૩ શ્રીપાર્શ્વનાથ | ૩ ગણધર શ્રી ગૌતમ-સ્વામી | ૩ શ્રી હરિભદ્રસૂરિ |
| ૪ પ્રભુ મહાવીર | ૪ ભરતબાહુબલિ | ૪ શ્રી સિદ્ધસેન દિવાકર |
| ૫ વીર ધન્નો | ૫ આર્દ્રકુમાર | ૫ શ્રી બપ્પભટ્ટ સૂરિ |
| ૬ મહાત્મા દઢપ્રહારી | ૬ મહારાજા શ્રેણિક | ૬ શ્રી હીરવિજય સૂરિ |
| ૭ અભયકુમાર | ૭ વીર ભામાશાહ | ૭ ઉપાધ્યાય શ્રી યશો-વિજયજી |
| ૮ રાણી ચેલ્લણા | ૮ મહામંત્રી ઉદાયન | ૮ મહા સતી સીતા |
| ૯ ચંદનબાળા | ૯ મહાસતી અંજના | ૯ દ્રૌપદી |
| ૧૦ ઇલાચીકુમાર | ૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર | ૧૦ નળ દમયંતી |
| ૧૧ જંબુસ્વામી | ૧૧ મયણરેહા | ૧૧ મૃગાવતી |
| ૧૨ અમરકુમાર | ૧૨ ચંદન મલયાગિરિ | ૧૨ સતી નંદયતી |
| ૧૩ શ્રીપાળ | ૧૩ કાન કઠિયારો | ૧૩ ધન્ય અહિંસા |
| ૧૪ મહારાજા કુમારપાળ | ૧૪ મુનિશ્રી હરિકેશ | ૧૪ સત્યનો જય |
| ૧૫ પેથડકુમાર | ૧૫ કપિલ મુનિ | ૧૫ અસ્તેયનો મહિમા |
| ૧૬ વિમળશાહ | ૧૬ સેવામૂર્તિ નંદિષેણ | ૧૬ સાચો શણગાર-શીલ |
| ૧૭ વસ્તુપાળ-તેજપાળ | ૧૭ શ્રીસ્થૂલિભદ્ર | ૧૭ સુખની ચાવી યાને સંતોષ |
| ૧૮ ખેમો દેદરાણી | ૧૮ મહારાજા સંપ્રતિ | ૧૮ જૈન તીર્થોનો પરિચય ભા. ૧ લો. |
| ૧૯ જગડુશાહ | ૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો | ૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો. |
| ૨૦ ધર્મ માટે પ્રાણ આ-પનાર મહાત્માઓ | ૨૦ સ્વાધ્યાય | ૨૦ જૈન સાહિત્યની ડાય |

દરેક સેટની કિંમત રૂ. દોઢ તથા વી. પી. પોસ્ટેજ ૭ આના.

બીજા પુસ્તકો માટે સૂચિપત્ર મંગાવો—

**ચિત્રકાર ધીરજલાલ ટોકરશી શાહ**

રાયપુર. હવેલીની પોળ : અમદાવાદ.